હતી. સર્વ જૈન પ્રજા પોતાના ધર્મ પ્રમાણે વર્તતી અને રાજ્યના ઉત્તમ આશ્રયથી સ્વધર્માચરણને સારી રીતે કરતી હતી. પર્વના પવિત્ર દિવસોમાં આર્હત ધર્મના મહોત્સવો, રાજ્યસમૃદ્ધિથી સુશોભિત થઇ ઉજવાતા હતા અને દશે દિશામાં આર્હત ધર્મનો જયનાદ થઇ રહ્યો હતો.

પવિત્ર ગુણસેન રાજાએ પોતાના સાધર્મિ બંધુઓના ઉદ્ધારને માટે અનેક સંસ્થાઓ ઉભી કરી હતી. જ્ઞાનશાળા, સતીશાળા, પાઠશાળા અને આરાધનને માટે ધર્મશાળાઓ સ્થાપી તેણે આર્હત ધર્મનો મહાન ઉદ્યોત કર્યો હતો. સ્વધર્મમાં વર્ત્તનારી અને સત્કર્મ ઉપર સ્નેહ રાખનારી જૈન પ્રજા મહારાજા ગુણસેનને બહુ માન આપતી અને ત્રિકરણ શુદ્ધિથી રાજ્યભક્તિ ધારણ કરતી હતી.

# પ્રકરણ ૮ મું.

## સંવેગ રંગ.

રાજમાર્ગમાં ચાર પુરૂષો એક શબને ઉપાડી જાતા હતા, તેની પાછળ કેટલાએક લોકો રૂદન કરતા જતા હતા. હાહાકાર અને વોય શબ્દથી સર્વ પ્રદેશ ગાજી રહ્યો હતો. એ દિલગિરીના દેખાવથી રાજમાર્ગ શૂન્ય જેવો દેખાતો હતો. જાણે કરૂણારસ મૂર્તિમાન્ હોય, તેમ સર્વ સ્થળે વાતાવરણ શોકમય બની ગયું હતું. આસપાસ ચાલતા લોકો પણ તે દેખાવ જોઇ

આ તરફ પેલો અગ્નિશર્મા તાપસ નિયાણું બાંધી અનશન કરી મૃત્યુ પામ્યો હતો. તપસ્યાના પ્રભાવથી તે વિદ્યુત્કુમાર દેવતાઓમાં કોટ પલ્યોપમની સ્થિતિએ દેવતા થયો હતો. વિભંગ જ્ઞાનના યોગથી તેના જાણવામાં આવ્યું કે, મારો પૂર્વ શત્રુ ગુણસેન ચારિત્ર લેવા તૈયાર થયો છે અને તે હાલ સાથે પ્રતિમા ધરી રહ્યો છે. આથી તે કોપ કરી જ્યાં ગુણસેન પ્રતિમા ધરી રહ્યો હતો, ત્યાં આવી ઉભો રહ્યો. નિર્દોષ ગુણસેનને જોતાંજ તેના હૃદયમાં ક્રોધાનળ પ્રજ્વલિત થઇ આવ્યો. તત્કાલ તેણે તેની ઉપર તપેલી રજની વૃષ્ટિ કરી. ઉજ્વલ ધ્યાનમાં હૃદયને સ્થિર કરી રહેલો તે સાત્વિક રાજા તે અસહ્ય તપેલ રજથી દહન થવા લાગ્યો. આ વખતે તેણે હૃદયમાં વિચાર્યું કે, " શરીર તથા મનના દુઃખોથી ચારે તરફ પૂરાયેલા આ સંસારમાં દુઃખ સુલભ છે અને ધર્મની પ્રાપ્તિ દુર્લભ છે. આ ઉપરથી હું મારા આત્માને ધન્ય માનું છું, કે જે આત્માએ આ અપાર સંસારરૂપ મહાસાગરમાં કોટી ભાવથી દુર્લભ એવો ધર્મરૂપ ચિંતામણિ પ્રાપ્ત કર્યો છે. એ ચિંતામણિના પ્રભાવથી કદી પણ દુર્ગતિ થતિ નથી. આ અનાદિ ભવમાં ભ્રમણ કરતાં આ મારો ભવ સફલ થઇ ગયો. માત્ર મારા હૃદયમાં એકજ વાત મને સાલે છે કે જે મેં મશ્કરીરૂપે અગ્નિશર્મા બ્રાહ્મણની વિટંબના કરી અને તેના ક્રોધને વધાર્યો. આ વાત મારા મર્મસ્થાનનો સ્પર્શ કરે છે. હવે આ વખતે હું સર્વ પ્રાણી માત્રની સાથે મૈત્રી કરૂં છું. તેમાં પૂર્વે પરાભવ કરેલા અગ્નિશર્મા ઉપર વિશેષ મૈત્રી કરૂં છું. જગત્ના સર્વ



તત્કાળ તેણે તેની ઉપર તપેલી રજની વૃષ્ટિ કરી. (પાના

જીવો મારી ઉપર ક્ષમા કરો, હું સર્વને ખમાવું છું." આ પ્રમાણે ચિંતવતો ગુણસેન તે તપેલ રજથી દગ્ધ થઇ ગયો. તેનો આત્મા શુભભાવના સહિત ઉપશમ પામી ગયો. પાપી અગ્નિશર્માએ એ સત્વગુણી જીવને મારી નાંખ્યો. મૃત્યુ પામ્યા પછી ગુણસેનનો જીવ શુભાધ્યવસાયના પ્રભાવથી સૌધર્મ દેવલોકના વિમાનમાં ચંદ્રાનન નામે એક સાગરોપમની આયુષ્યવાળો દેવતા થયો, તેને અતુલ્ય દિવ્ય દેહની પ્રાપ્તિ થઇ.

વાંચનાર, આ ચાલતા પ્રસંગના નાયક ગુણસેન અને અગ્નિશર્માના આ પ્રથમ ભવની આ સ્થળે સમાપ્તિ થાય છે. તે બંનેના જીવનમાંથી તમોને યોગ્ય લાગે તે બોધ ગ્રહણ કરી તમે તમારા જીવનમાં ઉતારજો. આ પ્રસ્તુત પ્રસંગે અજ્ઞાન અને જ્ઞાનનો ભેદ કેવો છે? તે તમારા જાણવામાં આવશે. જ્ઞાનના પ્રભાવથી રાજા અગ્નિસેન સૌધર્મ દેવલોકનો દેવતા થયો અને અજ્ઞાનના યોગથી તાપસ અગ્નિશર્મા વિદ્યુત્કુમાર થઇ પ્રગટ થયો. મહાકષ્ટથી સાંધેલું અગ્નિશર્માનું તપ તેના નઠારા નીયાણાથી વ્યર્થ થઇ ગયું. આખરે ધમેલું સુવર્ણ ધુળરૂપ થઇ ગયું. કોઇપણ સત્કર્મ કુવિચાર અથવા કપટથી ભરપૂર હોય તો તે ઉત્તમ ફળ આપતું નથી, એ વાત આ દૃષ્ટાંત ઉપરથી સિદ્ધ થાય છે. આ ઉપરથી બોધ લેવાનો છે કે, દરેક સત્કર્મ શુદ્ધ ભાવથી આચરવું જોઇએ. દંભથી કરેલાં સારાં કામો પરિણામે કેવલ શ્રમજ આપે છે. તેમાંથી કાંઇપણ ઉત્તમ ફળ મળતું નથી. ગુણસેને અગ્નિશર્માના જેવું ભારે તપ

કર્યું ન હતું, પણ તેના હૃદયમાં શુભ પરિણતિ જાગૃત હતી. તે પ્રથમથીજ શુદ્ધ ભાવ ધારણ કરતો હતો. અગ્નિશર્મા તરફ તેની પૂજ્ય બુદ્ધિ શુદ્ધ ભાવથી હતી. અગ્નિશર્માના પારણામાં તેનું જે પ્રવર્ત્તન થયું હતું, તે ભાવ પૂર્વક ન હતું. પ્રમાદ અથવા મનોબલના અભાવથી તે પ્રવર્ત્તન થયું હતું.

પ્રમાદ થવો એ હૃદયનો દોષ છે. પણ જો શુભ પરિણામ કે શુદ્ધ ભાવ હોય તો તે દોષ ટકી શકતો નથી, પરિણામ અને ભાવની નિર્મલતા આગળ એવા દોષો ટકી શકતા નથી. આત્મા શુભ પરિણામ અને ભાવની નિર્મલતાના પ્રભાવથી ક્ષણવારમાં શુદ્ધ થાય છે. તેથી દરેક ભવિ જીવે એ મહાગુણો સંપાદન કરવાને પ્રયત્ન કરવો જોઇએ.



# દ્વિતીય ખંડ.

## પ્રકરણ ૧ લું.

### પ્રેમનો પ્રયોગ.

વસંત ઋતુ પ્રવર્ત્તી હતી. કેશુડાના પુષ્પોથી દિગ મંડલ વ્યાપી રહ્યું હતું. આમ્ર વૃક્ષોની મંજરીનો મધુર સ્વાદ લેવાને કોકિલાઓ આતુર બની હતી. વિરહાગ્નિથી બલતા મુસાફરોની શ્રેણીના જાણે ધુમાડા હોય તેવા ભ્રમરાઓ ચારે તરફ ભમી રહ્યા હતા. વિવિધ વૃક્ષો નવપલ્લવોનો પોશાક ધારણ કરી રહ્યા હતા. પુષ્પવતીલતાઓને પવન નૃત્ય કરાવી રહ્યો હતો. આ વખતે એક સુંદર બાળા સખીઓનો પરિવાર લઇ ઉદ્યાનમાં ફરવા નીકળી હતી. તેની આકૃતિ મનોહર હતી. મુખની શોભા પૂર્ણચંદ્રને અનુસરતી હતી. નેત્રો હરિણના નેત્રોને હરાવતા હતા. ઊરૂ કદલી સ્તંભને અનુસરતા હતા. ઋતુની લક્ષ્મીઓની સાથે જાણે સાક્ષાત્ ઉદ્યાનલક્ષ્મી હોય તેમ તે દેખાતી હતી.

આ વખતે એક યુવાન રાજકુમાર તેજ ઉદ્યાનમાં ફરવા આવ્યો હતો. વસંતની શોભાને અવલોકન કરતો રાજકુમાર હૃદયમાં આનંદનો અનુભવ લેતો હતો. રાજકુમાર જાણે મૂર્ત્તિ-

માન મદન હોય તેવો દેખાતો હતો. તેનામાં યૌવનવય અને સૌંદર્ય પૂર્ણ રીતે વિકાશ પામ્યા હતા. ફરતો ફરતો તે રમણીય રાજકુમાર જ્યાં પેલી સુંદર બાળા સખીઓ સાથે ફરતી હતી, ત્યાં આવી ચડ્યો. તેની દૃષ્ટિ એ મનોહર બાળાની ઉપર પડી, તેની સાથે કામદેવના કોમળ બાણો પણ તેની ઉપર પડવા લાગ્યા. સુંદરીના લલિત લાવણ્યે તેના હૃદયને આકર્ષી લીધું, તે નીર્નિમેષ દૃષ્ટિથી તેણીને અવલોકવા લાગ્યો. સત્વરે તે બાળાએ પણ એ કુમારને જોયો. તેને જોતાંજ તેણીનું હૃદય મોહિત થઈ ગયું. પરસ્પર દૃષ્ટિનો મેલાપ થયો, અને મહાન રાગદશા પ્રગટ થઈ આવી તે સાથે પરસ્પર હૃદયની આશાનો પણ બંધ થઇ ગયો.

વાંચનાર, આ સુંદર બાળા કોણ છે? અને તેનીપર પ્રેમનો બંધ કરનાર રાજકુમાર કોણ છે? એવી જીજ્ઞાસા તમારા હૃદયમાં ઉત્પન્ન થઈ હશે. એ જિજ્ઞાસા તૃપ્ત કરવાને તેનું સ્પષ્ટીકરણ કરવાની આવશ્યકતા છે.

જંબુદ્વીપના અપરવિદેહ ક્ષેત્રમાં જયપુર નામે નગર છે. તે નગરમાં પુષ્પદત્ત નામે રાજા છે, રાજા પુષ્પદત્ત ઘણો ન્યાયી અને પરાક્રમી છે. તેનો પ્રજાવર્ગ બીજાના છિદ્રો જોવામાં અંધ હતો. પરસ્ત્રીઓમાં નપુંસક હતો અને નિંદા કરવામાં મુંગો હતો. તેને રૂપલક્ષ્મીથી અલંકૃત શ્રી કાંતા નામે રાણી છે. તે પોતાના રૂપથી યથાર્થ શ્રી કાંતા છે. રાજા પુષ્પદત્તને તે શ્રી કાંતા રાણીના ઉદરથી એક કુમાર થયેલો છે. જ્યારે તે કુમાર ગર્ભમાં હતો તે વખતે રાણી શ્રીકાંતાને એવું સ્વપ્ન

આવેલું કે જાણે " કોઇ સિંહનું બચ્ચું તેણીના વદન કમળ માં થઈ પેટમાં પેશી ગયું. " આ સ્વપ્નાથી જાગ્રત થઇ રાણીએ તે વાત રાજાને જણાવી, તે ઉપરથી પોતાને સિંહના જેવો પરાક્રમી પુત્ર થશે એમ માની રાજા ખુશી થયો હતો. ત્યારથી સગર્ભા થયેલી શ્રીકાંતાને ત્રીજે માસે જિનપૂજા, સત્પાત્રદાન અને દીન તથા અનાથ જનોનો ઉદ્ધાર કરવાનો અને સર્વને અભય આપવાનો દોહદ થયો હતો. તેથી રાજા પુરૂષદત્તને વધારે હર્ષ થયો હતો અને તેણે ઉમંગથી રાણીનો તે દોહદ પુરો કરાવ્યો હતો. પુર્ણ માસ થયા પછી શ્રીકાંતાએ શુભ દિવસે એક પુત્રને જન્મ આપ્યો હતો. રાજાએ હૃદયમાં આનંદ પામી તે પુત્રનો જન્મોત્સવ કર્યો અને સ્વપ્નને અનુસારે તે કુમારનું સિંહ એવું નામ પાડયું હતું. શુકલ પક્ષના ચંદ્રની જેમ પ્રતિદિન વૃદ્ધિ પામતો સિંહકુમાર મોટો થયો. અને અનુક્રમે યૌવન વયને પ્રાપ્ત થયો હતો. એ સિંહકુમાર આજે ઉદ્યાનમાં વસંત ઋતુની ક્રીડા કરવાને આવેલો છે. અને ત્યાં તે સુંદર બાલા ઉપર મોહિત થયેલો હતો.

આ સુંદર બાલાનું નામ **કુસુમાવળી** છે. તે લક્ષ્મીકાંત નામના તે સિંહકુમારના મામાની પુત્રી થાય છે. તે આજે પોતાની સખીઓ સાથે ઉદ્યાનમાં ક્રીડા કરવાને આવી છે. પૂર્વના યોગ્યથી તે બંનેનું પરસ્પર પ્રેમબંધન થઇ આવ્યું છે. મનોહર યુવાવસ્થાને પ્રાપ્ત થયેલો સિંહકુમારને જોઇ કુસમાવળી શરમાઇ ગઇ. તેણી તે સ્થળેથી ખસવાને તૈયાર થઇ એટલે તેની પ્રિયંકરા નામની દાસી બોલી–" કુસમાવળીબા, શા માટે

નમો છો ? એ રાજકુમાર તમારી કઈ શ્રીકાંતાના પુત્ર સિંહકુમાર છે. જો તમે એમને માન નહિં આપો તો, તેઓ તમને અવિવેકી ગણશે. માટે ઉભા રહી તેમને આદરથી યોગ્ય માન આપો." "સખી, એ બાબતમાં તું પોતે કુશલ છે. માટે જે યોગ્ય લાગે તે કર" દાસીએ હાસ્યપૂર્વક કહ્યું "આ, એ તમારે જાતે કરવું જોઈએ. આ મનોહર રાજકુમારને કુશલ પુછી આસન આપો, વસંતના પુષ્પોથી વધાવો અને તમારે હાથે તંબુલ આપો." કુસુમાવલી બોલી—"સખી, મારાથી કાંઇ પણ થઈ શકે તેમ નથી. મારું શરીર રોમાંચિત થઈ ગયું છે. અંગમાં ચારે તરફ પસીનો વળ્યો છે અને મારા બે હાથ ધ્રુજે છે. માટે એ કામ તું પોતેજ કર." રાજબાળાના આ વચન સાંભળી પ્રિયંકરા રાજકુમારની પાસે આવી આસન બતાવી નમ્રપણે કહ્યું કે, "રાજકુમાર, રતિ રહિત કામદેવ રૂપ એવા આપને સ્વાગત છે. મહેરબાની કરી આ આસન ઉપર બેસો." દાસીના આ વચન સાંભળી રાજકુમારે દાસીને કહ્યું, "દાસી, હું પહેલા રતિ રહિત હતો, અત્યારે નથી." આ પ્રમાણે કહી તે યોગ્ય આસન ઉપર બેઠો. પછી પ્રિયંકરાએ એક સુવર્ણના પાત્રમાં તાંબુલ લઈ વસંત ઋતુના પુષ્પોની માલા સાથે રાજકુમારને અર્પિણ કર્યું. રાજકુમારે હૃદય ઉપર કુસુમમાલાની સાથે કુસુમમાળાને ધારણ કરી હતી.

આ વખતે એક સંભારાયણ ચરણમાં કંચુકી આવ્યો. તેણે આવી જોયું, ત્યાં તે કુમારી સિંહ કુમારને પ્રેમથી અવલોકન કરતી જોવામાં આવી. તે દેખાવ જોઈને ગરમીથી કંચુકીએ વિચાર્યું કે,

જો વિધિ આ બંનેનો યોગ કરે તો કામદેવ અને રતિના જેવો મેલાપ થાય. ” આવું ચિંતવી તેણે સમીપ આવી કુમારને પ્રણામ કરી કુસુમાવળીને કહ્યું, “ દેવીએ આજ્ઞા કરી છે કે, ચિરકાલ ક્રીડા કરવાથી તમારા શરીરને શ્રમ પડ્યો હશે, માટે સત્વર આવો, હું તમારા વિરહને સહન કરી શક્તી નથી. ” કંચુકીના આ વચન સાંભળી. ‘ જેવી માતાની આજ્ઞા’ એમ કહી કુસુમાવળી કુમાર તરફ સપ્રેમ દૃષ્ટિથી જોતી ઉદ્યાનમાંથી નીકળી ગઇ. માતાની પાસે, આવી તેમને પ્રણામ કરી કુસુમાવળી પોતાના મહેલનાં અગ્ર ભાગે ચડી અને ત્યાં રહેલા એક પલંગપર હૃદયમાં કુમારને ધારણ કરતી તેનુંજ ચિંતવન કરવા લાગી. તેણી ત્યાંથી પોતાના સર્વ પરિવારને વિસર્જન કરી જાણે એકાંત વાર્ત્તા કરવાને ઇચ્છતી હોય, તેમ દેખાવા લાગી. કામદેવની પીડાથી લાંબા નિ:શ્વાસ મુકતી તે બાલા હૃદયમાં તે કુમારનેજ જોતી હતી. તે તેના પ્રેમરૂપ ધરામાં મગ્ન રહેતી, તેથી વાપિકામાં ન્હાતી નહિ. તેના અનુરાગમાં યુક્ત હતી તેથી શરીર ઉપર અંગરાગ ધારણ કરતી નહિ. તે સોગઠા બાજી અને કંદુકની ક્રીડા કરતી નહિ. પ્રીતીને કરનારા મેના પોપટને પઢાવતી નહીં, તે તાંબુલને ઉચ્છિષ્ટ માનતી, દેહના આભુષણને દૂષણ જાણતી અને ચંદનને મળ જાણતી હતી.

કુસુમાવળીની આવી સ્થિતિ તેની ધાત્રીઓ જોઇને અનેક ચિંતામાં પડી હતી. સર્વના હૃદયમાં જુદી જુદી જાતની શંકાઓ થવા લાગી. કુસુમાવળીને મદનરેખા નામે એક સખી હતી. તે તેણીનું જાણે બીજું મન હોય તેવી વિશ્વાસપાત્ર બની હતી.

મદનરેખા તેની ધાત્રીની પુત્રી થતી હતી, કુસુમાવળીની મરજી સાચવવાને ધાત્રી પોતાની પુત્રી મદનરેખાને તેણીની પાસે રાખતી હતી. કુસુમાવળીની એવી સ્થિતિ જોઈ ધાત્રીએ ઘેર આવી મદનરેખાને કહ્યું, " બ્હેન મદનરેખા, આજે તારી સખી કુસુમાવળી ઉદ્યાનમાંથી શ્રાંત થઈ ઘેર આવ્યા પછી અવ્યવસ્થિત થઈ ગઈ છે. તેણીનું મન ચિંતાતુર દેખાય છે, માટે પંખો અને તાંબુલની બીડી લઈ તું તેની પાસે જા અને તેણીના હૃદયને સ્વસ્થ કર. " માતાની આવી આજ્ઞા થવાથી મદનરેખા ઉતાવળી કુસુમાવળીની પાસે આવી. તેણીની એવી સ્થિતિ જોઈ મદનરેખા બોલી " બા સાહેબ, તમારી મુખમુદ્રા ઉપર ઉદ્વેગ દેખાય છે, તેનું શું કારણ છે ? શું તમારા માતા પિતા તમારી ઉપર નાખુશ તો નથી થયાં ? શું તમારો સખીજન તમારી પર વિરક્ત છે ? તમારું હૃદય સમાધિસ્થ કેમ નથી ? જો કહેવા યોગ્ય હોય તો કહેશો. "

સખીના આવા વચન સાંભળી કુસુમાવળી જરા આશ્વાસન પામીને બોલી. " સખી તારી આગળ નહિં કહેવા યોગ્ય શું છે ? હું આજે ઉદ્યાનમાં ફરવા ગઈ હતી, ત્યાં પુષ્પ ચુંટવાનો મને ઘણો શ્રમ થયો, તેથી જ્વર આવી ગયો. તે જ્વરને લઈને મને આ અરતિ ઉત્પન્ન થઈ છે. બીજું કાંઈ નથી. " " ત્યારે તો આ તાંબુલની બીડીનો સ્વાદ કર અને હું પંખો નાંખી તારા શ્રમના પસીનાનો નાશ કરું. " મદનરેખાએ સાચા ભાવથી કહ્યું. કુસુમાવલી બોલી–" સખી, તાંબુલ અને પંખો કરવાની કાંઈ જરૂર નથી. હું કદલીગૃહમાં

નઉં એટલે મારો તાપ શાંત થઇ જશે.” આ પ્રમાણે કુસુમાવળી કદલીગૃહમાં આવી. મદનરેખાએ કદલીના પત્રોથી એક શય્યા સજ્જ કરી દીધી. કુસુમાવળી તેની ઉપર બેઠી. પછી તેણીને તાંબૂલની બીડી આપી મદનરેખા પંખો કરવા લાગી. આવો ઉપચાર કર્યો, તો પણ તેણીનું હૃદય શૂન્ય રહેવા લાગ્યું. એટલે મદનરેખાએ વિનયથી પૂછ્યું, “ભર્ત્તૃદારિકા, તમને શું થયું છે? તે કંઇ પણ જાણવામાં આવતું નથી. જ્યારે તમે ઉદ્યાનમાં આવ્યાં હતાં, ત્યારે કાંઇ પણ કૌતુક તમારા જોવામાં આવ્યું હતું? તે સાચે સાચું હોય તે કહી દો.” કુસુમાવળી મંદ હાસ્ય કરતી બોલી—“બ્હેન મદનરેખા, તું મારૂં હૃદય છે. તારાથી છાનું રાખવું, એ મને યોગ્ય લાગતું નથી. સખી, જ્યારે હું ઉદ્યાનમાં આવી, ત્યારે જાણે રતિ વગરનો કામદેવ હોય અને રોહિણી વગરનો ચંદ્ર હોય તેવો મહારાજા પુરૂષદત્તનો રાજકુમાર સિંહકુમાર મારા જોવામાં આવ્યો હતો. પ્રિય સખી, એ રાજકુમારના સ્વરૂપનું શું વર્ણન કરૂં? એ મનોહર મૂર્ત્તિએ મારા મનને હરી લીધું છે. તેના શરીરનો વર્ણ સુવર્ણના જેવો હતો, નખની કાંતિથી તેના ચરણની આંગળીઓ પ્રકાશિત હતી, તેનો કટી ભાગ સિંહના જેવો હતો, મધ્ય ભાગ કૃશ હતો, વક્ષસ્થલ વિશાલ હતું, સ્કંધ ઉન્નત હતા; બંને હાથમાં કમલ, ધ્વજ, અંકુશ અને છત્રની રેખાઓ હતી. હાથની આંગળીઓ છિદ્ર વિનાની હતી, અને નખ રાતા હતા. તેના કંઠની આકૃતિ શંખના જેવી હતી, અધર પાકેલા બિંબફલના જેવા દેખાતા હતા, દાંત ઉજ્વલ હતા, લોચન કમળના

રાજકુમારીની પાસે મૂક્યાં. સખીના હૃદયનો ભાવ જાણી એ ચતુરકુમારીએ હંસને મળવાને ઊત્સુક થયેલી એક હંસલીનું ચિત્ર કાઢી મદન રેખાની પાસે મૂક્યું. ચિત્રનો બરાબર દેખાવ જોઇ મદનરેખાને ખુશી થઇ અને તેણીએ તે આશયને સ્પષ્ટ કરવા તેની નીચે આ પ્રમાણે શ્લોક લખ્યો—

" बिसग्रासेऽप्यनाशंसा, सोत्कंठाप्रियदर्शने ।
पद्मखंडमपश्यंती, वाढं ताम्यति हंसिका " ॥१॥

"પોતાના પ્રિય હંસના દર્શન કરવામાં ઊત્કંઠાવાળી હંસલી કમળના ખંડને જોતી નથી તેથી કમળ તંતુના એક ગ્રાસની પણ આશા નહિ રાખતી અત્યંત તરફડે છે."

પછી મદનરેખા આ ચિત્રપટ અને બીજી ભેટ લઇ સિંહકુમારની પાસે આવી. આ રાજકુમારીની સખી છે, એવું ધારી કુમારે તેણીને માન આપ્યું. દાસી નમન કરી આદરથી બોલી "રાજપુત્ર, કુસુમાવળીએ તમારે યોગ્ય આ ભેટ મોકલાવી છે. અને તેની સાથે આ ચિત્ર આપ્યું છે. રાજકુમારે તે ભેટમાંથી તાંબુલ ગ્રહણ કરી મુખમાં નાખ્યું. પ્રિયંગુલતાની મંજરી કાન ઉપર રાખી અને હંસલીના ચિત્રનું અવલોકન કર્યું. ચિત્રમાં દર્શાવેલી હૃદયવેધક હંસલીને જોઇ રાજકુમાર પોતાનું મસ્તક ધુણાવવા લાગ્યો. ચિત્રની અદ્ભુત કુશળતાએ તેના હૃદયને અતિ આનંદ આપ્યો. તેણે મદનરેખાને પુછ્યું, "દાસી આ હસ્ત લાઘવ કોનું છે? અને આ ચિત્રની અવસ્થાને દર્શાવનારા રસિક શ્લોક કોણે લખ્યો છે?" મદનરેખાએ

વિનયથી કહ્યું " રાજકુમાર, આ રાજકુમારી કુસુમાવળીએ ચિતરેલું છે. અને તેની નીચે ભાવદર્શક શ્લોક મેં લખ્યો છે." તે સાંભળી પ્રેમના રંગમાં ઉભરાઇ ગયેલો રાજકુમાર બોલ્યો. દાસી, આ ચિત્તહારક ચિત્ર જોઇ હૃદયમાં અતિ આનંદ ઉત્પન્ન થાય છે. તે સાથે ભાવદર્શક શ્લોકનું લાલિત્ય તે ચિત્રના આશયને યથાર્થ રીતે સ્પષ્ટ કરે છે. આટલું કહી રાજકુમારે એક નાગરવેલનું પત્ર લીધું અને તેને કોતરી એક હંસ બનાવ્યો. તે હંસને તે ચિત્રપટમાં મુકી તેની નીચે આ પ્રમાણે ત્રણ શ્લોક લખ્યા—

" प्राणेषु प्रोषितेषु स्यात्प्रिया यानैव संगमः ।
अनेन हेतुना हंसो न विमुंचति जीवितम् ॥ १ ॥
चित्रानुरागिणी त्वं चाहं च चित्रानुरागवान् ।
प्रिये पुनः पुनर्ज्ञाप्यं तत्त्वया चित्रकौशलम् ॥ २ ॥
इदं तु प्रकृतं मात्राधिकं चित्रं विचार्यताम् ।
स्वयं हि निपुणासि त्वं निपुणस्ते सखीजनः " ॥ ३ ॥

" જો પ્રાણ ચાલ્યા જાયતો પછી પ્રિયાની સાથે સંગમ ન થાય, એ કારણથી આ હંસ પોતાનું જીવિત છોડતો નથી. હે પ્રિયા, તું ચિત્રની રાગી છે, તેમ હું પણ ચિત્રનો રાગી છું. માટે આ પ્રમાણે વારંવાર ચિત્રની કુશળતા દર્શાવવી. આ ચિત્ર માત્ર અધિક કરીને આપ્યું છે, તેનો વિચાર કરજે. તું પોતે નિપુણ છે અને તારો સખીજન પણ નિપુણ છે. " ૧–૨–૩

મદનરેખા આ શ્લોક અને તેની સાથે એક હારની ભેટ

લઈ કુસુમાવળીની પાસે આવી. તેણીએ કુસુમાવળીને તે ચિત્ર તથા શ્લોક અર્પણ કર્યા. શ્લોક વાંચી કુસુમાવળી હૃદયમાં આનંદિત થઇ ગઈ. અને તત્કાળ તેણીએ નીચે પ્રમાણે એ શ્લોક લખી આપી મદનરેખાને રાજકુમાર પાસે મોકલી. તે શ્લોકમાં નીચે પ્રમાણે ભાવાર્થ હતો—

"પ્રિય, મેં તમને વિચારીનેજ ચિત્ર મોકલાવ્યું હતું. તે ચિત્રની સમસ્યા પણ તમે વિચારીને જ મોકલી છે, એથી તમારો ઉપકાર માનું છું સહૃદય સહૃદયને આકર્ષે છે"

આ શ્લોકનો ભાવાર્થ રાજકુમાર વારંવાર ચિંતવવા લાગ્યો, અને પોતાના હૃદયમાં વિચાર કરવા લાગ્યો કે, "અહા! શ્લોકની રચના કેવી સુંદર છે? શબ્દોમા સાથે અર્થ ગૌરવ કેવું દર્શાવ્યું છે? આ ઉપરથી ખાત્રી થાય છે કે, કુસુમાવળી જ્ઞાન તથા વિજ્ઞાનના સુગંધથી સુંદર છે. આવી સુંદર રમણીને હૃદયમાં સ્થાન આપવાથી ઘણો લાભ થાય છે." આવું ચિન્તવી કુમારે પ્રેમદાન કરવાનું વચન આપી સખીને તેની પાસે મોકલી હતી. સખીએ કુમારે આપેલા પ્રેમદાનની વાર્ત્તા કહી કુસુમાવળીને ખુશી કરી હતી.

આવી રીતે રાજપુત્ર સિંહકુમાર અને કુસુમાવળીનો પ્રેમપ્રયોગ થયો હતો. તેઓના હૃદયમાં પરસ્પર પ્રેમની પ્રભા પડી હતી કુસુમાવળી સિંહકુમારના પ્રેમથી પોતાના જીવનને કૃતાર્થ થયેલું સમજતી હતી. તેમ સિંહકુમાર પણ એ વિદુષી રમણીના યોગથી પોતાના રાજજીવનને સાર્થક માનતો હતો. તેમની વચ્ચે પ્રેમનો પ્રયોગ થયા પછી રસિક અને પ્રેમદર્શક સમ-

ત્યાંઓ પરસ્પર આવતી હતી. પ્રિય અને પ્રિયા બંનેને કાવ્ય-વિનોદ પ્રિય હતો. રસાલંકારથી ભરેલી કવિતાઓ રચી પરસ્પર આત્માને આનંદ આપતાં હતાં.

વાંચનાર આ ઉપરથી તમે જાણી શકશો કે, પૂર્વકાલે ભારતભૂમિ ઉપર વિદ્યાવિનોદ કેવો હતો ? યૌવનવયના આરંભ પહેલા દરેક આર્ય બાલક અને આર્ય બાલિકા નવીન કવિતા રચી શકતા અને સમસ્યા પૂરી શકતા હતાં. જૈન સાહિત્યનું પૂર્ણ જ્ઞાન મેળવ્યા પછીજ તેઓનો વિવાહ થતો હતો. પ્રેમનું શુદ્ધ સ્વરૂપ સમજ્યા પછી વિવાહનો યોગ થવાથી તે સ્ત્રી પુરૂષની વચ્ચે દિવ્ય અને પવિત્ર પ્રેમનો નિર્મળ પ્રવાહ વહેછે. આવા શુદ્ધ પ્રેમી અનેક જૈન દંપતી આ ભારતભૂમિને અલંકૃત કરતા હતા. તેવો સમય પુનઃ પ્રાપ્ત થાય, તેને માટે પરમાત્માની પ્રાર્થના કરજો. અને તન, મન અને ધનથી તે સુધારણા કરવામાં પ્રયત્ન કરજો.

---

## પ્રકરણ ૨ જું.

---

### શ્રી ધર્મઘોષ મુનિ.

એક રમણીય ઉદ્યાન આવેલું હતું. વિવિધ વૃક્ષોની ઘટાથી તે ઘણું સુશોભિત દેખાતું હતું. પક્ષીઓના મધુર શબ્દોથી જાણે તે મુસાફરોને આવકાર આપતું હોય તેવું

દેખાતું હતું. એક તરફ દ્રાક્ષામંડપ, એક તરફ કદલીગૃહ અને એક તરફ વાસંતી લતાનો મંડપ એમ જુદા જુદા પ્રદેશોએ તેની રમણીયતાને વિશેષ શોભા આપી હતી.

આ રમણીય ઉદ્યાનના પ્રાસુક પ્રદેશમાં એક જૈન મુનિ ઊતર્યા હતા. તેમની સાથે બીજા ઘણા મુનિઓનો પરિવાર હતો. સર્વ પરિવારના અગ્રેસર મુનિ ઘણા તેજસ્વી હતા. તેમની સુંદર મૂર્ત્તિ મુનિલિંગને ધારણ કરતી, તથાપિ તેમનું સ્વાભાવિક સૌંદર્ય ઝળકી નીકળતું હતું. જાણે મૂર્ત્તિમાન્ મુનિધર્મ હોય, એવા એ મુનિ દેખાતા હતા. તેમના હૃદયમાં દ્વાદશાંગીએ નિવાસ કર્યો હતો.

આ વખતે એક તરુણ પુરુષ ઘોડેસ્વાર થઇ ત્યાં આવ્યો હતો. શ્રાંત થઇ ગયેલા અશ્વ ઉપરથી ઊતરી તેણે એક વૃક્ષ નીચે વિશ્રાંતિ લીધી. તે પુરુષના શરીર ઉપર રાજતેજ પ્રકાશી રહ્યું હતું. તેની મુખમુદ્રા ઉપર પસીનાની કણીઓ જામી ગઇ હતી. ક્ષણવાર વિશ્રાંત થયા પછી તેની દૃષ્ટિ પેલા મુનિઓ ઉપર પડી. તરત તે બેઠો થયો. અશ્વને એક વૃક્ષની શાખા સાથે બાંધી અને શસ્ત્ર, ઉપાન વગેરેનો ત્યાગ કરી પોતે જ્યાં મુનિઓનો પરિવાર હતો, ત્યાં આવ્યો. મુનિઓના પરિવાર વચ્ચે રહેલા તેજસ્વી મહા મુનિને જોઇ તારાઓના મંડલમાં રહેલા ચંદ્રનું તેને સ્મરણ થઇ આવ્યું. તે વિર પુરુષ વિનયથી મુનિપતિને અને બીજા મુનિઓને વંદના કરી સન્મુખ બેઠો. અને મુનીશ્વરની શાંત અને તેજસ્વી મૂર્ત્તિ જોઇ હૃદયમાં પ્રસન્ન થનો એ તરુણ પુરુષ અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પો કરવા લાગ્યો.

વાંચનાર, તારા હૃદયમાં આ પ્રસંગની જિજ્ઞાસા ઉત્પન્ન થઇ હશે. માટે તેનું સ્પષ્ટીકરણ ધ્યાન દઇને સાંભળજે. જે મનોહર ઉદ્યાન વર્ણવેલું છે, તે નાગદેવ નામનું ઉદ્યાન છે. તેની અંદર પરિવાર સાથે જે મહામુનિ આવ્યા છે, તે શ્રી ધર્મઘોષ મુનિ છે. એ મહામુનિ પરિવાર સાથે તે ઉદ્યાનમાં વિહાર કરતા આવી ચડ્યા છે. તે તેજસ્વી મુનિ દ્વાદશાંગને જાણનારા અને મુનિધર્મ પ્રમાણે વર્ત્તનારા છે. જે ઘોડેસ્વાર તરૂણ પુરૂષ આવેલો છે, તે આપણા પ્રસ્તુત વિષયનો નાયક સિંહકુમાર છે. સિંહકુમાર કુસુમાવળી સાથે વિવાહિત થયેલો છે. દામપાલે પોતાની પુત્રી કુસુમાવળીને મોટી ધામધૂમથી સિંહકુમારની સાથે પરણાવી હતી. એ વિવાહોત્સવમાં સિંહકુમારને ઘણી પહેરામણી કરવામાં આવી હતી. સિંહકુમાર કુસુમાવળી જેવી વિદુષી બાળાને પ્રાપ્ત કરી ઘણો સુખી થયો હતો. એ વિદ્વાન્ દંપતિ રાજમહેલમાં રહી સદા વિદ્યાવિનોદજ કરતાં હતાં. ધાર્મિક અને નૈતિક પુસ્તકો વાંચવામાંજ પોતાનો સમય પ્રસાર કરતાં હતાં. કુસુમાવળી કાવ્ય વિનોદથી પતિને આનંદ આપતી અને લેતી હતી. પ્રતિદિન નવીન રસિક કવિતાઓ બનાવી અને પરસ્પર વંચાવી તે યુવાન દંપતિ અતિ આનંદિત થતાં હતાં.

આ પ્રમાણે સિંહકુમાર અને કુસુમાવળીનો ગૃહાવાસ ઘણો આનંદથી ચાલતો હતો. મહારાજ પુરૂષોત્તમે પોતાના સિંહ કુમારને યુવરાજપદ આપી રાજ્યકાર્યમાં પ્રવીણ કર્યો હતો. એક વખતે કૌતુકી રાજકુમાર અશ્વક્રીડા કર-

વાને એકલો વનમાં ગયો હતો. વનનાં ઘણાં પ્રદેશમાં અશ્વને ખેલાવી જ્યારે તે શ્રાંત થયો, ત્યારે આ નાગદેવ નામના ઉદ્યાનમાં વિશ્રાંતિ લેવાને આવ્યો હતો. જેવામાં અશ્વ ઉપરથી ઉતરી સિંહકુમાર વૃક્ષ નીચે બેઠો, તેવામાં તેની દૃષ્ટિ મુનિમંડળ ઉપર પડવાથી તે મહામુનિ ધર્મઘોષની પાસે આવી બેઠો હતો. જે વાત વાંચનારના સ્મરણમાં હશે.

સુંદર અને શાંત સ્વરૂપ મહામુનિને જોઈ સિંહકુમારે વિનયથી પૂછયું,—"મહાનુભાવ, આપની મનોહર મૂર્ત્તિ કોઈ ઉત્તમ રાજ વૈભવની અથવા શુદ્ધ વૈભવની ભોક્તા થઈ હોય તેમ દેખાય છે. આવા આપના સુખી શરીરે સંસારનો ત્યાગ શા માટે કર્યો છે ? આ સુખી સંસાર ઉપર આપને શા કારણથી નિર્વેદ થયો છે, એ જાણવાની મારી ઈચ્છા છે.

સિંહકુમારનો આ પ્રશ્ન સાંભળી ધર્મઘોષ મુનિ બોલ્યા ' રાજકુમાર, આ સંસારમાં એવું શું છે ? કે જેથી નિર્વેદ ન થાય. સંસાર સંબંધી સર્વ નિર્વેદનું જ કારણ છે. મને તો એક અવધિજ્ઞાનીનું ચરિત્રશ્રવણ વિશેષ કારણ થયું છે. તે સાવધાન થઈને સાંભળ—

હું આ વિજયોની અંદર આવેલા રાજપુર નગરમાં રહેતો હતો. સ્વભાવથીજ મારું ચિત્ત સંસાર તરફ ઉદ્વેગ પામેલું રહેતું હતું. એક વખતે જેમને અવધિજ્ઞાન ઉત્પન્ન થયેલું છે, એવા અમરગુપ્ત નામે કોઇ ગણી સાધુઓના ઘણા પરિવાર સાથે ઉદ્યાનમાં આવી સમોસર્યા હતા. એ મહામુનિને આવેલા

જાણી રાજા અરિમર્દન પોરજન સહિત તેમને વંદના કરવા આવ્યો હતો. તેણે આવી મુનિને વંદના કરી એટલે તે પવિત્ર મુનિએ ધર્મની આશીષ આપી હતી. પછી રાજાએ તે અમરગુપ્ત ગણીને વિનયથી પૂછ્યું "મહાનુભાવ, આપને અવધિજ્ઞાન શીરીતે ઉત્પન્ન થયું ? તે વિષે આપનું જે ચરિત્ર હોય તે મને સંભળાવો. રાજાનો આ પ્રશ્ન સાંભળી તે મહામુનિ બોલ્યા—મહારાજા જો તમારે મારૂં ચરિત્ર સાંભળવાનું કૌતુક હોય તો સાંભળો. આ વિજયમાં ચંપાવાસ નામે એક નગર છે. તેની અંદર પૂર્વે સુખજ્ઞ નામે એક ગૃહપતિ રહેતો હતો. તેને ધનશ્રી નામે એક સ્ત્રી હતી. તેની સોમા નામે હું પુત્રી થયો હતો, તે નગરમાં રૂદ્રદેવ નામે એક સાર્થવાહનો પુત્ર હતો. તે મારી સાથે પરણ્યો હતો. એક વખતે બાલચંદ્રા નામે એક સાધ્વી વિહાર કરતાં કરતાં ચંપાવાસ નગરમાં આવી ચડ્યાં હતાં. તે સાધ્વીજી શુદ્ધ ચારિત્રને ધારણ કરનારાં હતાં. એક વખતે હું મારા સાસરાના ઘરથી પિતાને ઘેર જતી હતી તેવામાં એ બાલચંદ્રા સાધ્વી મારા જોવામાં આવ્યા. મેં વિનયથી અને શુદ્ધ ભાવથી તેમને પ્રણામ કર્યા. સાધ્વીએ પવિત્ર દૃષ્ટિથી મારી સામે જોઇ મને ધર્મલાભ આશીષ આપી. સાધ્વીની શાંત મુદ્રા અને પવિત્ર વૃત્તિ જોઇ મને તેમનો વિશેષ સમાગમ કરવાની ઇચ્છા થઇ આવી, એથી મેં તેમને તેમના ઉપાશ્રયનું સ્થાન પુછ્યું. પછી પિતાને ઘેર આવી. હું તે સાધ્વીને ઉપાશ્રયે જઇ અને આદરથી તેમની ઉપાસના કરવા માંડી. એ દયાલુ સાધ્વીએ કર્મ રૂપી વનમાં દાવાનળરૂપ અને નિર્વાણ સુખનો

કલ્પવૃક્ષ રૂપ એવો શ્રી સર્વજ્ઞભાષિત ધર્મ મને સંભળાવ્યો! એ ધર્મ સાંભળી કર્મના ક્ષયોપશમથી મને સમ્યક્ત્વ પ્રાપ્ત થયું અને તત્કાલ આ સંસાર રૂપ કારાગૃહમાંથી મુક્ત થવા ઉદ્વેગ પામી હું સંવિગ્ન થઇ ગઇ અને શુદ્ધ હૃદયથી આર્હત ધર્મની ઉપાસના કરવા લાગી.

મારો પતિ રૂદ્રદેવ દુરાચારી હતો. તે મારી ધાર્મિક વૃત્તિ જોઇ નારાજ થયો. તેણે મને કહ્યું "હે મૂઢ સ્ત્રી, વિષયોમાં વિઘ્ન કરનારા આ ધર્મને છોડી દે." સવિઘ્ન પતિના આવા વચન સાંભળી મેં વિનયથી કહ્યું, "સ્વામી વિષય સુખ પરિણામે નઠારૂં છે તેથી તે સુખ ભોગવવું ન જોઇએ" મારા આવા વચન સાંભળી રૂદ્રદેવ રૂદ્ર રૂપ કરીને બોલ્યો. "અરે મૂર્ખ સ્ત્રી જે તું ધર્મથી અદૃષ્ટ સુખ મેળવવાની ઇચ્છા રાખે છે તેથી તું ખરેખર ઠગાય છે. જે પ્રત્યક્ષ સુખ હોય તેજ ભોગવવું જોઇએ." રૂદ્રદેવના આવા વચન સાંભળી મેં શાંતિથી જણાવ્યું "સ્વામી જે વિષય સુખ છે તે પશુક્રિયા છે અને દયામય ધર્મનું આચરણ તે માનુષી ક્રિયા છે. તેથી મનુષ્યે પશુક્રિયા કરવી ન જોઇએ" મારા આવા વચન સાંભળી મારા પતિ રૂદ્રદેવના હૃદયમાં ક્રોધ ઉત્પન્ન થઇ આવ્યો. તેણે કોપથી તરત મારો ત્યાગ કરી દીધો અને તેણે ફરીવાર પરણવાને નાગદેવ સાર્થવાહની પુત્રી નાગશ્રીની માગણી કરી. સાર્થવાહ મારા પિતાનું બહુમાન રાખતો હતો તેથી તેણે મારી ઉપર રૂદ્રદેવને પોતાની કન્યા નાગશ્રીને આપી નહીં. જ્યારે રૂદ્રદેવને નાગશ્રી મળી નહીં, એટલે રૌદ્ર મૂર્ત્તિ રૂદ્રદેવ મને

મારવાનો ઉપાય ચિંતવવા લાગ્યો. એક વખતે કોઈ ઘડામાં સર્પને પૂરી મને કહ્યું કે, તે કુંભમાં પુષ્પમાળા છે, તે લાવ. મેં તેની આજ્ઞાથી તે ઘડામાં પુષ્પમાળા લેવાને હાથ નાંખ્યો, એટલે સર્પે મને દંશ માર્યો. મેં તે વાત રૂદ્રદેવને કહી એટલે તે ખોટા આડંબરથી પોકાર કરવા લાગ્યો, સર્પનું વિષ ચડવાથી મેં પ્રાણનો ત્યાગ કર્યો. મેં પવિત્ર વૃત્તિથી સમકિત પાળ્યું હતું, તેથી મૃત્યુ પામીને હું પલ્યોપમની આયુષ્યવાળો દેવતા થઈ, પહેલા દેવલોકમાં **લીલાવસંત** નામના વિમાનમાં ઉત્પન્ન થયો હતો.

અહિં રૂદ્રદેવ મારા મરણ પછી નાગદેવ સાર્થવાહની પુત્રી નાગશ્રીને પરણ્યો. તેણીની સાથે વિષયસુખ ભોગવી છેવટે મૃત્યુ પામી એક પલ્યોપમની આયુષ્યવાળો નારકી થયો. હું આયુષ્ય પૂર્ણ થતાં દેવલોકમાંથી ચ્યવી સુંસુમાર પર્વતમાં ગજેંદ્ર થઈ અવતર્યો. પેલો રૂદ્રદેવ નરકમાંથી નીકળી તેજ સુંસુમાર પર્વતમાં શુકપક્ષી થયો. તે પક્ષીએ મને હાથિણીઓની સાથે ક્રીડા કરતા જોયો, એટલે તેને મારી તરફ દ્વેષ ઉત્પન્ન થઇ આવ્યો. આ દ્વેષ થવાનું કારણ વિચારતાં તેને જાતિસ્મરણ થયું. તત્કાલ તેણે વિચાર્યું કે, " આ ગજેંદ્રને ભોગમાંથી કેવી રીતે ઉતરવો ? " આવો વિચાર કરતો તે ત્યાં રહ્યો હતો તેવામાં લીલારતિ નામનો કોઇ વિદ્યાધર મૃગાંકસેન વિદ્યાધરની પુત્રી ચંદ્રરેખાને હરીને તે સ્થળે આવ્યો. તેણે તે શુકપક્ષીને કહ્યું "શુકરાજ, હું આ લતાગૃહમાં રહેવાનો છું. જો કોઇ બીજો અહિં આવે તો ' હું અહિં છું ' એ વાત તેને કહીશ

જાહેર કરવું. જો તેમ નહીં થાય અને રાજાના જાણવામાં આવશે તો પછી રાજા ઉગ્ર થઇ તેનો ભારે દંડ કરશે " આ જાહેર ઉદ્ઘોષણા થયા પછી પાંચ દિવસે વિશ્વાસીને ઠગનારો યજ્ઞસેન રાજાની આગળ આવીને બોલ્યો " દેવ પોતાના મિત્રના દોષ પ્રકાશ કરવા એ પુરૂષને યોગ્ય નથી. પણ જેમાં રાજાનું અહિત હોય તેની ઉપેક્ષા કરવી ન જોઇએ એવું ધારીને હું આપની આગળ પ્રકાશ કરૂં છું " " એવું શું છે ? " રાજાએ ફિકરથી પૂછયું. યજ્ઞદેવ બોલ્યો—" રાજા મેં પરિજન પાસેથી જાણ્યું છે કે ચંદનના ઘરમાં ચક્રદેવે ચોરી કરી છે." રાજા બોલ્યો " એવા કુલીન માણસમાં એ વાત ઘટતી નથી. તે વાત ખોટી હશે." યજ્ઞદેવે ભાર દઇને કહ્યું, "મહારાજ એમ ન જાણવું, પુષ્પોની અંદર પણ કીડા પડે છે. જે વાત હું કહું છું તે સાચી છે. કોઇ પણ ઉપાયે તેના ઘરની તપાસ કરો " પછી રાજાએ પોતાના અધિકારીઓને સૂચના કરી તેની તપાસ કરવાને મોકલ્યા. તે અધિકારીઓએ નાશ પામેલા દ્રવ્યની નોંધવાળું પત્રક સાથે આવી મને પૂછયું કે " આ નોંધમાં જે ચીજો લખેલી છે, તે માંહેલી કોઇ ચીજ તારા ઘરમાં છે ? " તે જાણને મેં નિઃશંકપણે ના કહી તો પણ તેઓ તપાસ કરવાને મારા ઘરમાં દાખલ થયા. ત્યાં યત્નથી ગોપવી રાખેલ ચંદનના દ્રવ્યનું એક પાત્ર તેમના જોવામાં આવ્યું. તેની ઉપર ચંદનનું નામ જોઇ તેઓએ મને પુછયું કે આ પાત્ર તારા ઘરમાં ક્યાંથી ? મેં કહ્યું " એ પાત્ર મારૂં છે, પરંતુ આ નામમાં કાંઇ ફારફેર થઇ ગયો છે " " આ પાત્રની શી કીંમત છે ? "

તેમણે પુછ્યું “ હું જાણુતો નથી ” મેં બેદરકારીથી જણાવ્યું. પછી તેમણે પોતાની નોંધમાં જોયું ત્યાં તેની દશ હજાર સોના-મહોરની કીંમત જોવામાં આવી એટલે તેઓ બોલ્યા કે, “ આ નોંધની સાથે આ પત્રની કીંમત મળે છે તેનું શું કારણ ? જવાબ દે ” મેં કહ્યું “ એ કાંઇ મારા જાણવામાં નથી ” આથી તે રાજ્યાધિકારીઓ મારી ઉપર ગુસ્સે થઇ ગયા અને મને રાજાની પાસે લઇ ગયા. અને એ બનેલો સર્વ વૃત્તાંત પ્રચંડ-શાસન રાજાની આગળ કહી સંભળાવ્યો. તે સાંભળી રાજા જો કે પ્રચંડ શાસનવાળો હતો, પણ મારી સાથે શાંત વચનથી બોલ્યો--“હે સાર્થવાહના પુત્ર, તું આ લોક તથા પરલોક બંનેના માર્ગ જાણે છે. આ વાત તારે માટે અસંભવિત લાગે છે, તથાપી જે સત્ય હોય તે કહી દે.” રાજાના આ વચન સાંભળી મિત્રના સ્નેહથી મોહ પામેલો હું કાંઇ પણ બોલ્યો નહિ. નેત્રમાં આંસુ લાવી ફક્ત મૌન ધરીને ઉભો રહ્યો. મારી આવી સ્થીતિ જોઇ રાજાના મનમાં શંકા આવી. તેથી મારા પિતાના બહુ માનને લઇને રાજાએ મને વિરૂપ કર્યો નહિં. પણ ફક્ત પોતાના દેશની હદપાર થવાની આજ્ઞા કરી. પછી રાજાના પુરૂષો મને પુરની બાહેર નગરદેવીના વનની નજીક મૂકી નગર તરફ ચાલ્યા ગયા. તે વખતે મેં વિચાર્યું કે, “ જ્યારે મારા માનનો ભંગ થયો તો પછી જીવીને શું કરવું છે ? તેથી આ વડના વૃક્ષ નીચે ગળે ફાંસો ખાઇ હું મરી જાઉં ” આવું ચિંતવી હું વડની ઉપર જવા તૈયાર થયો, તેવામાં નગરદેવીએ અવધિજ્ઞાન-થી મારી પર દયા કરીને રાજાની માતામાં આવિષ્ટ

' હું દેવલોકમાંથી ચ્યવી મહાવીદેહ ક્ષેત્રમાં રત્નપુર નામના નગરમાં ગંધિલાવતી વિજયની અંદર રત્નસાર સાર્થવાહને ઘેર શ્રીમતીના ઉદરથી ચંદ્રસાર નામે પુત્ર થયો.

પેલો યજ્ઞદેવ અનેક ભવમાં ભમતો ભમતો નર્મદા નામની મારા ઘરની દાસીમાં આનહક નામે પુત્ર થયો. પૂર્વભવના અભ્યાસથી તે સદા મને છેતરવાના પરિણામ ધારણ કરતો હતો. મારો વિવાહ કોઈ એક ગૃહસ્થ ચંદ્રકાંતા નામની પુત્રીની સાથે થયો હતો.

એક વખતે વિજયવર્દ્ધન નામના કોઈ સૂરિ આવી ચડ્યા. તેમના ચરણમાં જઈ મેં વંદના કરી અને તેમની પાસે શ્રાવક ધર્મ અંગીકાર કર્યો હતો. એક વખતે તે નગરનો રાજા કોઈ લાંબી યાત્રાએ જતાં અમે પણ કોઈ બીજે ગામ ગયા હતા. તેવામાં વિંધ્યકેતુ નામના કોઈ પલ્લીપતિએ આવી તે નગરને વિનષ્ટ કરી દીધું. અને કેટલાએક નગરજનોને કેદ કર્યા. આ વાત અમારા સાંભળવામાં આવી, એટલે અમે તે નગર પ્રત્યે આવ્યા, તેવામાં તે નગર શ્મશાનના જેવું શૂન્ય જોવામાં આવ્યું. કેટલાએક મનુષ્યોની શોધ કરતાં જાણવામાં આવ્યું કે, મારી સ્ત્રી ચંદ્રકાંતાને ભીલ્લ લોકો હરી ગયા છે. આ સાંભળી મને મારા હૃદયમાં અતિશય શોક થવા લાગ્યો. આ વખતે દેવશર્મા નામનો કોઈ વૃદ્ધ બ્રાહ્મણ ત્યાં આવી ચડ્યો, તેણે મને કહ્યું, " સાર્થવાહ પુત્ર, વૃથા ખેદ કરીશ નહિં. પૂર્વે આ દેશમાં ભિલ્લ લોકો શ્રીસ્થલ ગામમાંથી ઘણાં લોકોને હરી ગયા હતા. પણ છેવટે ઘણું દ્રવ્ય લઈ તેમને છોડી મુકયા હતા.

તેમણે કોઇના ચારિત્રને ખંડિત કર્યું ન હતું.'' તે વૃદ્ધ બ્રાહ્મણના આવા વચન સાંભળી હું મારા આનહક અનુચરને સાથે લઇ ચાલ્યો હતો. રસ્તામાં ખાવાને માટે મેં ઘણું ભાતું સાથે લીધું હતું. તેમ પુષ્કળ દ્રવ્ય પણ પાસે રાખ્યું હતું. આ પ્રમાણે તૈયાર થઇ ચંદ્રકાંતાનો મોક્ષ કરવાને હું ઉત્સુક થઇને ચાલ્યો. હું અને આનહક બંને દ્રવ્ય અને ભાતું લઇને રસ્તે જતા હતા, તેવામાં આનહકને મને છેતરવાના પરિણામ થયા. થોડે દૂર જતાં સંધ્યાકાલ થયો. તે વખતે આનહકના હાથમાં દ્રવ્ય હતું. અને મારા હાથમાં ભાતું હતું. રસ્તામાં એક નજીક કુવો આવ્યો. તે કુવા ઉપર હું ઉભો રહ્યો, તે વખતે કપટી આનહકે મને ધક્કો મારી તેની અંદર પાડી નાંખ્યો. કુવામાં પડતાં તેના એક ભાગમાં કોઇ મનુષ્ય મારી સાથે અથડાયું. મેં તેની તરફ લક્ષ પૂર્વક જોયું, ત્યાં મારી સ્ત્રી ચંદ્રકાંતા મારા ઓળખવામાં આવી. તેને જોતાંજ હું ખુશી ખુશી થઇ ગયો. તે સ્ત્રી પ્રથમ મારાથી ભય પામી, એટલે મેં તેણીને કહ્યું કે, “ જે માણસ જૈન શાસનમાં રહ્યો હોય, તેને ભયજ નથી” મારા આ શબ્દો ઉપરથી તેણીએ મને ઓળખ્યો, એટલે તે રોવા લાગી. મેં તેને આશ્વાસન આપી વૃત્તાંત પૂછ્યો, એટલે તેણીએ કહ્યું કે, “ આર્યપુત્ર, શીલનો ભંગ થવાના ભયથી હું આ કુવામાં પડી છું.” પછી તેણીએ મારો વૃત્તાંત પૂછ્યો, એટલે આનહકે મારે [illegible] જે કર્યું, તે બધો વૃત્તાંત મેં તેણીને કહી સંભળાવ્યો. અને [illegible] જણાવ્યું કે મારા સેવક આનહકે જે કર્યું, તે સારૂં કર્યું. [illegible] મારી મહાભાગે મને તારો મેળાપ કરાવ્યો. પછી અમે

ત્યાં અલ્પ નિદ્રાથી રાત્રિ નિર્ગમન કરી. પ્રાતઃકાલે સૂર્ય ઉગ્યો એટલે મેં તેણીને મારી પાસે રહેલું ભાતું આપ્યું. તેણીને તેમાં ઘણા ઉપવાસો થયેલા પણ તે સતીએ જણાવ્યું કે, તમે જમશો તો પછી હું જમીશ. પછી હું અકાલે તે ભાતું જમ્યો. પછી " સંસારની જેમ આ કુવામાંથી આપણો શી રીતે ઉદ્ધાર થશે ?" એમ બંને ચિંતવવા લાગ્યા. કેટલાક દિવસોએ મારૂં ભાતું ખુટી ગયું. પછી અમારી જીવવાની આશા નાશ પામી. તે વખતે મને ચિંતા થઈ કે, " મને જૈન મતની પ્રાપ્તિ થઈ, તે છતાં હું વ્રત ગ્રહણ કર્યા વગર મૃત્યુ પામીશ." આ પ્રમાણે ચિંતવતાં મારૂં જમણું નેત્ર ફરક્યું, અને તે સ્ત્રીનું ડાબું નેત્ર ફરક્યું. અમો બંનેને એથી જરા હૃદયમાં ધીરજ આવી. એવી રીતે ત્યાં અમને અનેક અહોરાત્ર વીતી ગયા. તેવામાં નંદિવર્દ્ધન નામના સાર્થવાહનો કોઈ સાર્થ રત્નપુર તરફ જવાને ત્યાં થઈને પસાર થયો. તે સાર્થ માંહેલા કેટલાએક સેવકો અમારા કુવામાં પાણી ભરવાને આવ્યા. એટલે અમોએ અંદરથી તે લોકોને જણાવ્યું, તે ઉપરથી તેમણે સાર્થવાહ નંદિવર્દ્ધનને વાત કરી; એટલે તેણે આવી અંદર માંચી ઉતારી અમોને બાહેર કાઢ્યા. મેં એંધાણીથી ઓળખાવા માટે બધો સવિસ્તર વૃત્તાંત જણાવ્યો, તે ઉપરથી સાર્થવાહે તે વાત સત્ય માની. પછી તેણે મને સ્ત્રી સાથે પોતાના સાર્થમાં લીધો. અને સાર્થની સાથે ચાલતાં પાંચ દિવસ વીતી ગયા તેટલામાં માર્ગે ચાલતાં સિંહે મારેલું એક માણસનું શબ માર્ગ જોવામાં આવ્યું. તેની એક પડખે રહેલ દ્રવ્યની કોથળી છુટી પડી ગઈ હતી તેને જોઈ

મેં તેને ઓળખી લીધો. તે પાપી અનહકને સિંહે મારી નાંખેલો પૃથ્વીપર પડયો હતો. પછી મેં તેની પાસેથી દ્રવ્યની કોથળી લઈ લીધી. હૃદયમાં સંવેગ પામતો હું રત્નસાર નગરમાં આવ્યો. ત્યાં જઇ તે દ્રવ્યને મેં સાત ક્ષેત્રોમાં વાપરી દીધું. તેવામાં રત્નપુર નગરમાં વિજયવર્દ્ધન નામે મુનિ આવી ચડયા. મેં તેમની પાસે દીક્ષા લીધી. અનુક્રમે કાળધર્મ પામી મહાશુકલ વિમાનમાં સોળ સાગરોપમની આયુષ્યવાળો હું દેવતા થયો અને પેલો અનહક ત્રીજી નરકે સાત સાગરોપમની આયુષ્યવાળો નારકી થયો. હું તે દેવલોકમાંથી ચ્યવી આ જંબુદ્વીપના ભારત ક્ષેત્રમાં રથવીરપુર નામના નગરમાં **નંદિવર્દ્ધન** નામના ગૃહસ્થની સુંદરી નામની સ્ત્રીના ઉદરથી પુત્ર રૂપે ઉત્પન્ન થયો. મારા પિતાએ મારૂં નામ અનંગદેવ પાડયું.

અનહક નરકમાંથી નીકળી સિંહ થયો. ત્યાંથી પાછો દુર્ગતિમાં જઈ વિવિધ પ્રકારની તીર્યંચ યોનિઓમાં ભમી તેજ નગરમાં **સોમ** નામના સાર્થવાહની **નંદિમતી** સ્ત્રીમાં પુત્ર રૂપે ઉત્પન્ન થયો. તેનું નામ **ધનદેવ** પાડવામાં આવ્યું. પૂર્વની જેમ મારે મૈત્રી થઇ. હું બાળક હતો તોપણ **દેવસેન** નામના ગુરૂ પાસેથી મને ધર્મ પ્રાપ્ત થયો હતો. અમે બંને વિષય રૂપ વૃક્ષોના વનના જેવા તારૂણ્યને પ્રાપ્ત થયા. એક વખતે અમે બંનેએ અભિમાનથી વિચાર કર્યો કે " તારૂણ્ય વયમાં પિતાના ધનનો ઉપભોગ કરવો એ ઘણીજ શરમની વાત છે. " આવું વિચારી અમે બંને રત્નદ્વીપમાં ગયા. ત્યાંથી લાખો રત્નો

પ્રિય વાંચનાર, તમે આ મહાનુભાવ ધર્મઘોષ સૂરિના ચમત્કારી જીવનવૃત્તાંતનો વિચાર કરજો. આ ચતુર્વિધ સંસારમાં પ્રાણીને કેવી કેવી વિટંબના ભોગવવી પડે છે, અને કેવી કેવી રીતે સંસારના વમળમાંથી પસાર થવું પડે છે, તેનો વિચાર કરજો. પૂર્વ કર્મના દોષ, પરંપરાયે ક્યાં સુધી પહોંચે છે અને તેને લઇને કેવી કેવી વિચિત્ર સ્થિતિમાં આવી પડાય છે ? તેનું પૂર્ણ દર્શન ધર્મઘોષ મુનિના જીવન વૃત્તાંતમાંથી મેળવી શકાય છે. દરેક ભવિ આત્માએ આ વિષયનું મનન કરવાનું છે. આવા વિચિત્ર પ્રસંગો માનવ જીવનને પૂરેપુરા બોધક થઇ પડે છે. મહાનુભાવ ધર્મઘોષ સૂરિના જીવન ચરિત્રથી સિંહકુમાર પ્રતિબોધ પામ્યો હતો અને તેના જીવનને સુધારણા કરવાને ઉત્તમ માર્ગ તેથીજ તેને પ્રાપ્ત થયો હતો, જે માર્ગે તેના જીવનને ઉચ્ચ સ્થિતિનું દર્શન કરાવ્યું હતું. દરેક ભવ્ય જીવે પણ એ માર્ગને અનુસરવા માટે આ પ્રસંગ મનન પૂર્વક વાંચવો જોઇએ અને તેમાંથી ઉત્તમ બોધ ગ્રહણ કરવો જોઇએ.

પ્રિય વાંચનાર, આ વાત લક્ષમાં રાખી તું તારા આત્માને એ ઉત્તમ માર્ગ દર્શાવજે, અને તારા અલ્પ જીવનમાં સિંહ કુમારના જીવનનું પ્રતિબિંબ પાડવા પ્રયત્ન કરજે. એમ કરીશ તોજ તું તારા જીવનનું સાફલ્ય કરી શકીશ.



# પ્રકરણ ૩ જું.

## ઉપદેશની અસર.

એક વિશાળ મંદિરમાં યુવાન પુરૂષ આડે પડખે પડયો હતો. તેના હૃદયમાં ચિંતા થતી હતી, પણ તે ચિંતા નિરૂપાધિક હતી. હૃદયને દહન કરનારી નઠારી ચિંતા ન હતી. આ ચિંતા તેના આનંદનું કારણ હતી. તે પુરૂષ ક્ષણે ક્ષણે ચિંતા કરતાં કાંઇક અસ્ફુટ શબ્દો બોલતો હતો. વળી ક્ષણવારે ગગન તરફ દૃષ્ટિ રાખી અવલોકતો અને જાણે કાંઈક વિચિત્ર વસ્તુ તેના દૃષ્ટિમાર્ગમાં આવી હોય, તેમ તે દૃષ્ટિને સ્થિર રાખી રહેતો હતો. ક્ષણવારે પાછો આસન પરથી બેઠો થઈ મેહેલના મધ્ય ભાગમાં ફેરા ખાતો હતો. અને પાછો વિશ્રાંત થઇ તે આસન ઉપર આડે પડખે પડતો હતો.

આ વખતે એક સુંદર બાલા તેની પાસે આવી ઉભી રહી. તે તરૂણની આવી ચેષ્ટા જોઇ તે હૃદયમાં વિચાર કરવા લાગી. તેણી ઘણીવાર તેની પાસેજ ઉભી હતી, પણ તે તરૂણની દૃષ્ટિ તેણીને જોઇ શકી નહિં. તે ઉભી ઉભી તેની ચેષ્ટાઓ જોતી હતી.

વાંચનારના હૃદયમાં આ પ્રસંગ તરતજ સમજવામાં આવે એવો છે, તથાપિ તેમના બોધને માટે સ્પષ્ટીકરણ કરવાની આવશ્યકતા છે. જે તરૂણ પુરૂષ વિવિધ જાતની ચેષ્ટા

ઠરતા મેહેલમાં આઠે પહોરે પહોચ્યો છે, તે પુરૂષદત્ત રાજાનો પુત્ર સિંહકુમાર છે. મુનિરાજ ધર્મઘોષની ઉપદેશ વાણી સાંભળ્યા પછી તેના હૃદયમાં વૈરાગ પ્રગટ થઇ આવ્યો છે. તે આ સંસારને અસાર અને ક્ષણિક રૂપે જુવે છે. આજે તેનો પિતા રાજા પુરૂષદત્ત અમિતતેજ નામના ગુરૂની પાસે ધર્મ સાંભળી વિરક્ત થઇ પોતાની રાણી શ્રી કાંતાની સાથે દિક્ષા લઈ સિંહકુમારને રાજ્ય સોંપી ચાલ્યો ગયો છે. રાજા પુરૂષદત્તની વૈરાગ્ય ભાવના જોઇ રાજ્યના સામંતો અને મંત્રીઓ પણ તેની સાથે દીક્ષિત થઇ ચાલી નીકળ્યા છે. પિતૃભક્ત સિંહકુમારે પોતાની આજ્ઞાથી રાજ્યભાર સ્વીકાર્યો છે, પણ તેના વિરક્ત હૃદયને એ વાત રૂચીકર થઇ નથી. આથી સિંહકુમાર આ વર્ણન વિવિધ વિચાર કરતો પોતાના મહેલમાં બેઠો છે. તે દરેક પદાર્થોનો વિચાર કરી પોતાના સંયોગને જુદી કરે છે. મેહેલમાં ગોઠવેલા સર્વ પદાર્થો તેને કેવળ પુદ્ગળમય ભાસે છે. અને તેથી તે તરફ તે ઉપેક્ષાની દૃષ્ટિએ જુવે છે. ભૂમિ અને અંતરીક્ષના કુદરતી ભાવ તરફ સૂક્ષ્મ રીતે અવલોકે છે. અને તેમાંથી વૈરાગ્યનું મહાશિક્ષણ સંપાદન કરે છે.

તે સમયે જે સુંદર બાળા તેના મેહેલમાં આવી છે, તે તેની પ્રિયા કુસુમાવળી છે. પોતાના પતિની આવી વિચિત્ર ચેષ્ટાઓ જોઈ તે બાળા આશ્ચર્ય પામી ગઇ છે.

જ્યારે પોતાના પતિની સ્થિર દૃષ્ટિ પોતાને ઓળખી શકી નહિં, એટલે કુસુમાવળી મધુર સ્વરથી બોલી "પ્રાણનાથ, આ

શું કરોછો ? તમારા હૃદયની સ્થિતિ કયાં છે ? મને દેખતાંજ આનંદ પામનારા અને સંભ્રમથી મારો સત્કાર કરનારા તમે આમ કેમ થઈ ગયા છો ? એ પ્રેમાવેશ, એ ઊભરાતો આનંદ અને તે શ્રંગારરસનો પ્રભાવ કેમ દેખાતો નથી ? તમારા ચતુર હૃદયને કંઈ મનોરમાએ હરી લીધું છે? કંઇ કાંત.એ મારા પ્રેમરસનો ભાગ પડાવ્યો છે? કઇ સુંદરી મને ધકકો મારી તમારા હૃદયમાં પેશી ગઈ છે ?

કુસુમાવળીનાં આ વચનો સુણુતાંજ સિંહકુમાર સંભ્રાંત થઇ ગયો. પોતાની સમીપ રહેલી પ્રિયાની ઉપર તેની દૃષ્ટી પડી, તરત તે સ્વસ્થ થઇ ગયો. તેણુ પોતાની પ્રિયાને પૂછયું, "પ્રિયા શી ઇચ્છાથી અહિં આવ્યાં છો ? હું વિચારમાં પડયો હતો, તેથી તમારી તરફ મારી મનોવૃત્તિ આકર્ષાઇ ન હતી, તેને માટે ક્ષમા આપશો " રાજકુમારના આ વચન સાંભળી કુસુમાવળી બોલી. પ્રાણેશ, હું વહેલી આવી છું. તમારી મનોવૃત્તિ મારી તરફ હમણાંજ થઇ છે. કોઈપણુ સુંદરીએ તમારા ચિત્તને આકર્ષ્યું હોય તેમ લાગે છે. કોઈવાર તમારી આવી સ્થિતિ મારા જોવામાં આવી નથી. આજે કાંઈ વિલક્ષણુ ભાવ બન્યો છે. " સિંહકુમારે વિનીત ભાવથી કહ્યું ' પ્રિયા, તમારા હૃદયમાં જે શંકા ઉત્પન્ન થઇ છે, તે શંકા તદન ખોટી છે. મારા આ વખતની સ્થિતિ તમારા જેવી કલ્પનાના એક અંશમાં પણુ આવે તેમ નથી. મારી વૃત્તિને આકર્ષણુ કરનાર વૈરાગ્ય વૃત્તિ છે, એક મહાત્માના ઉપદેશની અસરથી હું સાંસારિક ભાવ ઉપર વિરકત થઇ ગયો છું.'

પતિના આ વચન સાંભળી કુસુમાવળી વિનયથી બોલી. "સ્વામિનાથ આપની મનોવૃત્તિને આમ અતિ આકર્ષણ કરનાર કેવો ઉપદેશ છે ? તે સાંભળવાની મારી ઇચ્છા છે." પ્રિયાના આ પ્રશ્ન ઉપરથી રાજકુમાર બોલ્યો "સુંદરી હું અશ્વક્રીડા કરવાને બાહેર ફરવા ગયો હતો, ત્યાં એક મહામુનિ મારા જોવામાં આવ્યા; મેં તે મહાનુભાવને વંદના કરી તેમના વૈરાગ્યનું કારણ પૂછ્યું. એટલે તેમણે દયા કરી પોતાનો રસુઝ વૃત્તાંત મને કહી સંભળાવ્યો, જે સાંભળી મારા હૃદય ઉપર વૈરાગ્ય ભાવના પ્રસરી ગઇ હતી. પછી આત્માનો ઉદ્ધાર કરવાની ઇચ્છા કરી મેં તે મહાનુભાવને પ્રશ્ન કર્યો કે, "ભગવાન, આ સંસારની કેટલી ગતિઓ છે ? કયા કયા દુઃખો છે, અને એ સંસાર રૂપ કારાગૃહમાંથી કેવી રીતે મુક્ત થવાય છે! મારા આ પ્રશ્નો સાંભળી તે મહાનુભાવે મને ઉત્તર આપ્યો. "રાજપુત્ર, નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એ ચાર ગતિવાળો આ સંસાર છે. તે સંસારમાં રાગ દ્વેષને વશ થયેલા પ્રાણીઓને જન્મ, જરા અને મૃત્યુ એ ત્રણ પ્રકારના દુઃખ છે." આ પ્રમાણે કહી તેમણે મને પ્રસન્નતાથી જણાવ્યું કે, હે વત્સ, આ વિષયને સ્પષ્ટ કરનારૂં એક રસિક આખ્યાન છે, જો તારે સાંભળવાની ઇચ્છા હોયતો હું તને સંભળાવું. મુનિવરના એ વચન સાંભળી તે આખ્યાન સાંભળવાની મેં ઇચ્છા દર્શાવી, એટલે એ મહામુનિએ મને તે બોધક આખ્યાન કહી સંભળાવ્યું હતું.

કોઇ દારિદ્રના દુઃખથી પીડિત થયેલો પુરૂષ પોતાનો દેશ

છોડીને બીજા દેશમાં જવા તૈયાર થયો, રસ્તામાં જતાં તે માર્ગ ચુકી ગયો અને એક ભયંકર અટવીમાં આવી ચડયો. તે અટવીમાં શીકારી પ્રાણીઓના ત્રાસદાયક ધ્વનિથી તે ભય પામી ગયો. ભયને લઇને તેના ચરણુ ભાંગી પડ્યાં અને હુવે કયાં જવું એમ વિચાર કરતો તે ભયભીત થઇ ગયો. તેવામાં એક ઉગ્ર ગર્જના કરતો ગજેંદ્ર તેની સામો મળ્યો, તેની પાછળ હાથમાં ખડગ લઇને એક ભયંકર રાક્ષસી આવતી હુતી. તે જોઇ તે મુસાફર કંપવા લાગ્યો. અને તે ભયમાંથી પોતાનો બચાવ કરવાને આમ તેમ જોવા લાગ્યો. તે માર્ગે એક વડનું ઊંચું વૃક્ષ તેના જોવામાં આવ્યું. તેને જોતાંજ પોતાની રક્ષા કરવાને તે પુરૂષે તેમની ઊપર ચડવા માંડયું, પણુ તે ચડી શકયો નહિં. જયારે તે હુાથી નજીક આવ્યો એટલે ‘ કયાં જવું ’ એમ ચિંતવતા તે પુરૂષને તે વૃક્ષ નીચે ઘાસથી આચ્છાદિત થયેલો એક કૂવો જોવામાં આવ્યો. પછી તે ઊંચા વડને છોડીદઇ ત્યાં રહેલા એક નીચેના વડનો તેણે આશ્રય કરવા માંડયો, પણુ તેમ કરતાં તે ખસી પડયો. પડતાં પડતાં તે કુવાની દીવાલ ઊપર આવેલા શરકટના ભોથાનો ટેકો લઇ લટકી રહ્યો. તે ચોરસ કૂવાની નીચે જોયું. ત્યાં પોતાની ઊપર ફુલ્લ્વાના પ્રતિઘાતથી તેને કરડવાને તૈયાર થયેલા ચારે ખુણે ચાર સર્પને જોયા અને તેમની વચ્ચે રહેલા પાંચમા એક જંગી અજગરને જોયો. જે શરકતના ભોથાનો આશ્રય લઇ તે લટકતો હતો, તેની નીચે તેને કરડીને ભેદી નાંખતા કૃષ્ણુ અને શ્વેત બે ઊંદરો તેના જોવામાં આવ્યા. તે જોતાં તેને નિશ્ચય થયો કે, આ શરકતનું ભોથું છેદાતાં સુધીની તેની આયુષ્ય છે. પછી

પેલો મદોન્મત્ત કે જે તે પુરૂષ પ્રાપ્ત નહિં થવાથી કોપ પામ્યો હતો. તેણે વડના વૃક્ષને દાંતોથી કંપાવ્યું, એટલે તે પર રહેલ એક મધપુડામાંથી મધનાં ટીપાં તે છીર્ણ કૂપમાં પડવા લાગ્યા. અને તેની ઉપર રહેલી ભમરીઓ ઉડીને તે પુરૂષને વળગી દંશ મારવા લાગી. અને તેથી તેને ભારે પીડા થવા લાગી. પેલા મધપુડામાંથી જે મધના ટીપાં પડતા તે દુઃખી પુરૂષના મસ્તક, લલાટ, ભ્રકુટી અને નાસિકા ઉપર અનુક્રમે પડતાં પડતાં તેના મુખમાં આવ્યા, તે વખતે આવી સ્થિતિમાં પણ તેના સ્વાદમાં તે આસક્ત થઇ ગયો. હાથી, રાક્ષસી, ચાર સર્પ, અજગર, બે ઉંદર અને ભમરીઓના ભયનો વિચાર તેના હૃદયમાંથી ચાલ્યો ગયો, મધના સ્વાદમા લપટાઇ ગયો. રાજકુમાર આ કથા ઉપરથી કો ઉપનય લેવાનો છે ? તે ધ્યાન દઇને સાંભળો. જે દુઃખી પુરૂષ તે જીવ સમજવો. અટવી તે સંસારની ચાર ગતિ સમજવી. જે ઉન્મત્ત હાથી, તે મૃત્યુ જાણવું. તેની પાછળ જે રાક્ષસી તે જરાવસ્થા સમજવી. જે ઉંચું વડ વૃક્ષ તે વિષયી મનુષ્યોને દુર્લભ એવો મોક્ષ સમજવો. જો તેની ઉપર આરૂઢ થઇ જવાય તો પછી મૃત્યુ તથા જરાનો ભય રહેતો નથી. જે છીર્ણ કૂવો તે મનુષ્ય ભવ અને ચાર સર્પો તે ક્રોધાદિક ચાર કષાય સમજવા. એ કષાયોથી ઘેરેલો મનુષ્ય કાર્યાકાર્યમાં અચેતન થઇ જાય છે. છીર્ણ કૂવામાં જે અજગર હતો તે નરક પ્રદેશ સમજવો. જે શરટનું મૂળ તે મનુષ્યનું આયુષ્ય સમજવું. જે કૃષ્ણ અને શ્વેત બે ઉંદરો તે શુક્લ પક્ષ અને કૃષ્ણ પક્ષ સમજવા. જે ભમરીઓ તે રોગો અને મધના બિંદુઓ તે વિષયો જાણવા. જે વિષયોના

સ્વાદથી મનુષ્ય પોતાની પછવાડેના વિચાર કરતો નથી. પોતાની સ્થિતિ તદન ભુલી જાય છે. આ પ્રમાણે વિષયભોગ ભયંકર પરિણામવાળા છે. જીવિત ચંચલ છે, અને યૌવન નિઃસાર છે, તેથી પ્રાજ્ઞ જીવોને ધર્મ આચરવો યુક્ત છે.

રાજકુમાર, આ વાત લક્ષમાં રાખી તમારે પણ ધર્મારાધન કરવું જોઇએ. ધર્મારાધન વિના આ મનુષ્ય જન્મ નિષ્ફળ થાય છે."

હે પ્રિયા, એ આખ્યાન અને તેનો ઉપનય સાંભળી મારા હૃદયમાં ઘણી અસર થઇ ગઇ. મને આ સંસાર તરફ વૈરાગ્ય ભાવ પ્રગટ થઇ આવ્યો. પછી મેં અંજલિ જોડી એ મહાનુભાવને પ્રશ્ન કર્યો. "મુનીંદ્ર, આપે જે ધર્મને આચરવાનું કહ્યું, તે ધર્મ કેવો છે? તે મને સંક્ષેપમાં સમજાવો." મારા આ પ્રશ્નના ઉત્તરમાં એ મુનિવરે જણાવ્યું કે:–" રાજકુમાર, એ ધર્મ ક્ષમા વગેરે દશ પ્રકારનો છે. ક્રોધને જય કરવો. એ **ક્ષમા** કહેવાય છે. માન ન રાખવું, એ **માર્દવ** કહેવાય છે, કપટનો ત્યાગ કરવો, એ **આર્જવ**; અને લોભ ન રાખવો, એ **મુક્તિ** કહેવાય છે. બાર પ્રકારનું **તપ** છે. સત્તર પ્રકારનો **સંયમ** છે. નિર્દોષ વચન બોલવું તે સત્ય કહેવાય છે. ઈંદ્રિયોનો નિગ્રહ કરવો, એ શૌચ કહેવાય છે. નવ પ્રકારના પરિગ્રહનો ત્યાગ એ **અકિંચનપણું** છે. અને અઢાર પ્રકારે અબ્રહ્મને વર્જવું, તે બ્રહ્મચર્ય કહેવાય છે."

પ્રિયા, આ પ્રમાણે જ્યારે તેમણે ટુંકામાં મને ધર્મનું સ્વ-
રે હું વિનયથી —" ભગવાન્, એવા

મનમાં ચિંતા ઉત્પન્ન થઇ હતી પણ પોતાની બાઈને ખુશી કરવાને તે નમ્રતાથી બોલી —" બા સાહેબ આજે કાંઈ ચિંતામાં દેખાઓ છો, પણ મને લાગે છે કે તમારી ચિંતા આનંદની છે. કારણકે થોડા સમય પહેલાં તમે ઋતુસ્નાન થયેલા છો એથી વખતે ગર્ભાવસ્થામાં આવ્યા હશો. જો એ વાત સત્ય હોય તો મહારાજાને વધામણી કહેવા મને મોકલજો."

સખી મદનરેખાનાં આ ઉપહાસ્ય વચન કુસુમાવલીને રૂચિકર લાગ્યાં નહીં. તે ક્ષણવારે નિઃશ્વાસ નાંખીને બોલી—" સખી તારા ઉપહાસ્ય વચનો આ વખતે મને પ્રીતિકારક લાગતા નથી. આ વખતે મારૂં હૃદય ચિંતાતુર થયેલું છે. મારી મનોવૃત્તિ શોકસાગરમાં મગ્ન થઇ ગઇ છે" મદનરેખાએ સંભ્રાંત થઈને પૂછયું, 'રાણી સાહેબ, એવી ચિંતા આપને શા માટે થઇ છે? ગઇ રાત્રે મહારાજાએ આપનું અપમાન તો નથી કર્યું? શું કોઈ પરિજન આપના અપરાધમાં તો નથી આવ્યો? આપને ચિંતા થવાનું શું કારણ છે?' કુસુમાવળી મંદ સ્વરે બોલી— "સખી, મારી ચિંતાનું કારણ કોઈ બીજાને કહી શકાય તેવું નથી. તું મારી ખરેખર વિશ્વાસભૂમિ છે, માટે હું તારી આગળ ખરેખરૂં કારણ જણાવું છું. મને ખાત્રી છે કે તું મારા વિશ્વાસનો ભંગ કદી પણ કરીશ નહીં. આજે સ્વપ્નમાં મારા ઉદરમાં એક સર્પે પ્રવેશ કર્યો પછી તે સર્પે મારા સ્વામીને સિંહાસન ઉપરથી પાડી નાંખ્યા પછી તરત હું જાગ્રત થઇ ગઇ. આ અમંગળ સ્વપ્ન મેં મારા સ્વામીને પણ કહ્યું નથી. આ વાત

તું પણ કોઇને જણાવીશ નહીં. શાસનદેવતા મારા ગર્ભની અને સ્વામીની રક્ષા કરો.

મદનરેખાએ સચિંત વદને જણાવ્યું, "ભત્રી, ચિંતા કરશો નહિ. જૈન શાસનના પ્રભાવીક દેવતા તમારૂં કલ્યાણ કરશે. દેવી, તમારા હૃદયમાં રહેલી ધર્મભાવનાને સદા જાગૃત રાખજો. મન, વચન અને કાયાથી શુદ્ધિનું પોષણ કરજો. સમ્યકત્વનો જે પ્રભાવ તમે જાણો છો તે પ્રભાવનો ઉપયોગ કરવા પ્રયત્ન કરજો. હૃદયની મલીનતાને વધારનારા કુકર્મો તરફ તીરસ્કાર રાખજો. સદ્બુદ્ધિને સારૂં પોષણ મળે, સદ્વિચારોની સારી જાગ્રતિ થાય અને અંતરની શુદ્ધ ભાવનાને બળ મળે એવી રીતનું પ્રવર્તન કરજો. તમારા જેવી સુજ્ઞરાજ શ્રાવીકાને મારા જેવી અલ્પ મતિ દાસી વધારે ઉપદેશ આપવાને યોગ્ય નથી."

સખી મદનરેખાનાં આવા વચન સાંભળી કુસુમાવળીને જરા શાંતિ થઇ, પણ તેણીના હૃદયમાંથી ચિંતાનો તદ્દન નાશ થયો નહીં. સ્વપ્નમાં જોએલો ભયંકર દેખાવ તેની દ્રષ્ટિ આગળ દ્રશ્યમાન થવા લાગ્યો. તેનું સ્મરણ કરતી કુસુમાવળી પુનઃ બોલી—"સખી, તારા મધુર વચનોએ મને થોડી ઘણી શાંતિ આપી છે, તથાપિ હું એ કુસ્વપ્નના ભયંકર દેખાવનું વિસ્મરણ કરી શકતી નથી. વિષને ધારણ કરનાર ભયંકર નાગ મારાં ઉદરમાં પેઠો અને તેણે મારા સ્વામીને આસન ઉપરથી પાડી નાંખ્યા. આ બનાવ મારી દ્રષ્ટિ આગળ તર્યા કરે છે. મારા ઉદરમાં કેવા જીવે પ્રવેશ કર્યો હશે? આ ગર્ભથી મારૂં શું અનિષ્ટ થવાનું હશે,

એવી ચિંતા રૂપ મહા જ્વાલાથી હું દહન થયા કરૂં છું. સર્પના જેવો ભયંકર જીવ મારા ગર્ભમા આવ્યો હશે કે, જે મારા પતિને સિંહાસન ઉપરથી પાડવાને સમર્થ થવાનો હશે.

" સ્વપ્નનું શુભાશુભ ફળ પણ કર્મને આધીન છે. કર્મની પ્રબલ સત્તા આગળ બીજા કોઇનું બળ ચાલી શકતું નથી. કર્મની મહાન્ શક્તિ અપ્રતિહત અને અસ્ખલિત છે. એ શક્તિનો દિવ્ય પ્રભાવ અચિંત્ય અને અગોચર છે, તેથી કર્મ ઉપર આધાર રાખી સર્વ પ્રકારની ચિંતાનો ત્યાગ કરવો જોઇએ. " મદનરેખાએ રાણીને આશ્વાસન આપવાને કહ્યું.

સખીના આ વચન સાંભળી કુસુમાવળીને આશ્વાસન મળ્યું હતું. તથાપી કોઇવાર તેણીના હૃદયમાં એ ચિંતા જાગ્રત થઇ આવતી હતી. જ્યારે તે ચિંતાતુર થતી, ત્યારે મદનરેખા ઉત્તમ બોધ આપી તેણીના મનને શાંત કરતી હતી.

કુસુમાવળીના શરીર ઉપર અનુક્રમે ગર્ભના ચિન્હો પ્રગટ થવા લાગ્યાં ગર્ભના યોગથી તેણીના અવયવોમાં મોટો ફેરફાર થઇ ગયો હતો. રાજા સિંહ પણ પોતાની પ્રિયાને સગર્ભા જાણી હૃદયમાં આનંદને અનુભવતો હતો.



# પ્રકરણ ૫ મું.

## દુષ્ટ દોહદનું ફળ.

એક સુંદર મેહેલમાં સિંહરાજા બેઠો બેઠો ચિંતા કરે છે. તેની મનોવૃત્તિ પર ઉપરા ઉપર ચિંતાના વિચારો ઉદ્ભવ્યા કરે છે. એવી રીતે ઘણી વાર ચિંતા કર્યા પછી તેણે પોતાના એક વિશ્વાસુ નોકરને બોલાવ્યો. સેવક રાજાની આજ્ઞાથી તરત દોડી રાજાની હજુરમાં હાજર થયો. સેવક 'શી આજ્ઞા છે ?' એમ કહી પ્રણામ કરી ઉભો રહ્યો. રાજાએ સેવકની સામે દૃષ્ટિ કરી મંદ સ્વરથી કહ્યું કે, "મદનરેખાને બોલાવી લાવો." રાજાની આજ્ઞા થતાંજ સેવક ઉતાવળો ચાલી અંતઃપુરમાંથી મદનરેખાને બોલાવી લાવ્યો. રાણી કુસુમાવળીની રજા લઇ મદનરેખા મહારાજાની પાસે દોડી આવી. વિનયવદની મદનરેખા રાજાને નમન કરી સન્મુખ ઉભી રહી. પોતાના મહારાજાના મુખચંદ્ર ઉપર ચિંતા જોઇ ચતુર મદનરેખા હૃદયમાં ચિંતવન કરવા લાગી. "અહા ! પ્રેમની શુદ્ધતા કેવી ઉત્તમ છે ? દાંપત્ય ધર્મની મહત્તા ખરેખર અવર્ણનીય છે. એક તરફ પ્રિયા ચિંતાતુર છે, ત્યારે બીજી તરફ પ્રિય પણ ચિંતાતુર છે. પ્રિય અને પ્રિયાના હૃદયનું ઐક્ય આવુંજ હોવું જોઈએ." આ પ્રમાણે મદનરેખા ચિંતવતી હતી, તેવામાં સિંહ રાજાએ પૂછ્યું,—"મદનરેખા, મહારાણી કુસુમાવળીનું શરીર કૃશ કેમ દેખાય છે? તેના મુખ ઉપર પૂર્વે જે લાવણ્ય હતું તે અત્યારે અસ્તપ્રાય થઇ

ગયેલું દેખાય છે. તેણીનાં મુખનો પ્રકાશ, તેણીના વાણનો વિકાસ અને સૌંદર્યની શોભાનો ઉત્કર્ષ ચિંતાની ભયંકર જ્વાળામાં દગ્ધ થયેલો હોય, તેમ જણાય છે. મહારાણીના શરીરમાં આટલો બધો ફેરફાર કેમ થઈ ગયો છે ? તેનું કારણ જો તારા જાણવામાં હોય તો મારી આગળ નિવેદન કર. ”

સિંહરાજાનો આ પ્રશ્ન સાંભળી મદનરેખા વિચાર કરીને બોલી-“ મહારાજા, આપ અન્નદાતાની આગળ મારે સત્ય કહેવું જોઈએ. તથાપિ આ વાત મહારાણીને કહેશો નહિ. કારણકે, એ વાર્ત્તા આપનાથી છુપી રાખવાની તેમની ઇચ્છા છે. થોડા સમય પહેલાં મહારાણીને એક નઠારું સ્વપ્ન આવ્યું હતું, જાણે તેમનાં ઉદરમાં સર્પે પ્રવેશ કર્યો અને પછી તે સર્પ ઉદરમાંથી બાહેર નીકળી આપને સિંહાસન ઉપરથી પાડી નાંખ્યા, આ અનિષ્ટ સ્વપ્નના દર્શનથી મહારાણી ઘણાં જ ચિંતાતુર થઇ ગયાં. તે પછી તેમનાં ઉદરમાં ગર્ભનો પ્રાદુર્ભાવ થયો. જે વાત આપના જાણવામાં હશે. અનુક્રમે ગર્ભની વૃદ્ધિ થતાં તેમના હૃદયમાં નવનવા દોહદ ઉત્પન્ન થવા લાગ્યા. આજે આપના શરીરના આંતરડાંનું ભક્ષણ કરવાનો નઠારો દોહદ તેમના હૃદયમાં ઉત્પન્ન થયો છે. અને આપની ઉપર દ્વેષબુદ્ધિ પ્રગટ થઇ છે. આવો વિપરિત દોહદ જ્યારે તેમને ઉત્પન્ન થયો, ત્યારે તેમના હૃદયને દગ્ધ કરનારી મહાચિંતા ઉત્પન્ન થઇ આવી. તેમને ચિંતાતુર જોઇ મેં તેનું કારણ પૂછ્યું, એટલે મહારાણીએ મને કહ્યું કે, “ સખી, આ મારા ગર્ભ કોઇ દુષ્ટ જીવ છે. તેના યોગથી મને આવો વિપરીત દોહદ ઉત્પન્ન થયો છે. માટે આ દોષિત ગર્ભને

